

# ઝેરેલ્ડા નો દૈત્ય

ટોમી અનગેરર

એક દૈત્ય [નર(માંસ)ભક્ષક રાક્ષસ] હતો જેણે ગ્રામીણ વિસ્તાર ને ભયભીત કર્યો હતો અને બધા બાળકો ને ડરી ને છુપાવા માટે મજબૂર કર્યા હતા. પછી એની મુલાકાત ઝેરેલ્ડા સાથે થઈ, જે એક નાની છોકરી હતી, અને એક અસાધારણ રસોઈયણ હતી. ઝેરેલ્ડાએ એના કંકાસીયા વૃદ્ધ પિતા ની લાંબા સમય સુધી દેખભાળ કરી હતી અને એ જંગલી અને ભૂખ્યા રાક્ષસ ને વશ માં કરવાનું સારી રીતે જાણતી હતી.





એક સમય ની વાત છે, એક દૈત્ય એકલો રહેતો હતો. બીજા રાક્ષસો નો જેમ એને પણ ધારદાર દાંત, દાઢી, મોટું નાક, મોટી છરી, ખરાબ સ્વભાવ અને બહુ વધારે ભૂખ હતી. બધી વસ્તુઓ માં, એને સવારના નાસ્તા માં નાના બાળકો ને ખાવાનું સૌથી વધારે પસંદ હતું.




રોજ સવારે રાક્ષસ શહેર માં આવતો અને બાળકો ને ઉપાડી જતો હતો. ભયભીત થયેલા માતા-પિતાએ એના બાળકો માટે સંતાઈ રહેવાની ગુપ્ત જગ્યા બનાવી. એ એના નાના છોકરા અને છોકરીઓ ને અંધારા ભોંયરા માં પતરાની પેટી અને પીપ માં બંધ કરીને રાખતા હતા. એને કારણે સ્કૂલ ખાલી રહેતી હતી અને શિક્ષક ને કોઈ કામ હતું નહીં.



હવે કોઈ બાળકો ખુલ્લા માં દેખાતા ન હતા, એટલે મન મારીને રાક્ષસ ને કાંજી, નવશેકી કોબી અને ઠંડા બટેટા ના આહાર થી સંતોષ માનવો પડતો હતો. એ વધારે ને વધારે ચીડિયો થતો ગયો, અને હવે એ પોતે જ ઘુરકાટ અને બડબડાટ કરતો હતો:

સાંભળો! સાંભળો! મને ભૂખ લાગી રહી છે!

પાંચ કે છ બાળકો મારે માટે સારું ભોજન બની શકત!

મને જયારે થોડા બાળકો મળશે,

તો એને હું ચાવી ને ખાઈ જઈશ!





એક દૂર ઘાટી માં, જંગલ ની વચ્ચે, એક ખેડૂત એની એક-ની-એક દીકરી ઝેરેલ્ડા સાથે રહેતો હતો. એમણે ક્યારેય એ રાક્ષસ વિષે સાંભળ્યું ન હતું.

ઝેરેલ્ડા ને રસોઈ કરવી બહુ ગમતી હતી.
એ છ વર્ષ ની હતી, ત્યારથી એને બાફવાનું, પકાવવાનું,
વઘાર કરવાનો, ઉકાળવાનું અને શેકવાનું આવડતું હતું.

વરસ માં એક વાર ખેડૂત એના નાના ખેતર ની નીપજ ને વેચવા શહેર જતો હતો.

બજાર જવાના એક દિવસ પહેલા બપોરે એણે એની દીકરી ને બોલાવી.

"ઝેરેલ્ડા, મારી વ્હાલી દીકરી," એણે કહ્યું,

"મને બહુ ખરાબ લાગી રહ્યું છે. મારી તબિયત સારી નથી, અને મારી દ્રષ્ટિ પણ ધૂંધળી થઈ રહી છે. મેં કદાચ બપોરે તેં બનાવેલા ઘણા ભજીયા ખાધા હશે. કાલે બજાર નો દિવસ છે, અને તારે મારા વગર એકલા જ બજાર જવું પડશે."





બીજે દિવસે ભોર થતા જ ઝેરેલ્ડા એ ખચ્ચર ને ગાડી માં જોડયું, ગાડી માં સામાન ભર્યો, અને એના પિતાના આશીર્વાદ લઈને નીકળી પડી. એ જ સવારે રાક્ષસ, બહુ વધારે ભૂખ્યો થઈ ને શિકાર ની શોધ માં હતો.

સવાર ની હવા ના ઝોકા માં એને

યુવાન ઝેરેલ્ડા ની ગંધ આવી.

થોડી ચટ્ટાનો પાછળ સંતાઈ ને રાક્ષસ એની રાહ જોવા લાગ્યો.

એ એની ઉપર કૂદવા માટે તૈયાર હતો.

"આહ! આખરે નાસ્તો!" એ બબડયો.



ભૂખ્યો રાક્ષસ એટલો અધીરો હતો કે એ રસ્તા ની વચ્ચે ગડથોલું ખાઈ ને પડી ગયો. એ ત્યાં જ બેભાન થઈ ગયો, એના પગ ની ઘૂંટી માં મોચ આવી ગઈ અને એના નાક માં થી લોહી વહેવા લાગ્યું.

"ઓહ! બિચારો!" ઝેરેલ્ડા એ અચાનક બૂમ પાડી.

પાસે ના એક ઝરણાં માં થી એણે પાણી ની બાલદી ભરી અને ઘાયલ રાક્ષસ નો ચહેરો ધોયો.

"નાની છોકરી," રાક્ષસે ઘુરકાટ કર્યો.

"ઓહ, મારું માથું! ગુર્રર, ગુર્રર! મને બહુ ભૂખ લાગી છે!"

જો હોય થોડું મીઠું અને થોડા મસાલા

દૈત્યો ને બાળકો ખાવા લાગે વ્હાલા!

"બિચારો ભૂખ થી મરી રહ્યો છે," ઝેરેલ્ડા એ વિચાર્યું.
સમય ન વેડફતા, એણે ગાડીમાંથી થોડા વાસણ કાઢ્યા,
થોડા લાકડાં ભેગા કર્યા, આગ સળગાવી
અને ખાવાનું બનાવવાનું ચાલુ કર્યું.



એને ભૂખ્યા રાક્ષસ પર એટલી દયા આવી કે એણે બજાર માં વેચવાનો અડધો સામાન વાપરી નાખ્યો. થોડી વાર માં એણે ખાવાનું રાક્ષસ સામે રાખી દીધું.

વોટરક્રેસ સૂપ નું ક્રીમ, મસાલા ભરેલી ટ્રાઉટ માછલી, લસણ ના માખણ માં ગોકળગાય, શેકેલા ચિકન ની પ્લેટ, અને એક ડુક્કર નું બચ્ચું.

રાક્ષસ હોશ માં આવી ગયો હતો.

એણે ઝેરેલ્ડા ને દિલચસ્પી થી જોઈ.

એ બધા વ્યંજન નો સ્વાદ લેવો એને માટે એક નવો અનુભવ હતો.

રાક્ષસ ઉજાણી થી એટલો ખુશ થયો કે એ એની મનપસંદ વાનગી - એક નાના બાળક ને ખાવાનું - સાવ ભૂલી ગયો.

આ એણે કરેલું સૌથી સરસ ભોજન હતું.

"સૌથી પ્રિય છોકરી," રાક્ષસે કહ્યું, "મારી પાસે એક મહેલ છે.

મારી તિજોરીઓ સોનાથી ભરેલી છે. હું તને ઘણા પૈસા આપીશ

જો તું મારી સાથે આવીશ અને મારે માટે ખાવાનું બનાવીશ."





ઝેરેલ્ડા એ એક પળ માટે વિચાર્યું અને પછી એ માની ગઈ.

એણે રાક્ષસ ને ગાડી માં બેસવામાં મદદ કરી.

અને એ મહેલ તરફ રવાના થયા.

થોડા સમય માં એના પિતા પણ એની સાથે રહેવા આવી ગયા.

અને એને દેશ નું સૌથી સારું ખાવાનું ખરીદવાની જવાબદારી સોંપવામાં આવી.

મહેલ ના વિશાળ રસોડા માં ઝેરેલ્ડાએ ખાવાનું બનાવ્યું.

નવા-નવા ખાદ્ય પદાર્થો સાથે પ્રયોગ કરતા, અસાધારણ મિશ્રણ બનાવતા,

ઝેરેલ્ડાએ એની નવી વાનગીઓ થી રાંધવાની ઘણી ચોપડીઓ ભરી દીધી.

રાક્ષસ ના મહેલ માં એક સાધારણ દિવસ ના નાસ્તા માં નીચે ની વસ્તુઓ

આસાનીથી સામેલ થઈ શકતી હતી:

(1) આથેલી કોબી ની વાનગી સાથે સોસેજ, (2) પેસ્ટ્રી માં હંસનું મસાલેદાર યકૃત,

(3) માંસ ની જેલી માં વીલ કટલેટ, (4) પોમ્પાનો સારાહ બર્નહાર્ટ,

(5) ચોકલેટ સોસ રાસ્પુટિન, (6) શેકેલી ટર્કી આ લા સિન્ડ્રેલા,

(7) દૈત્ય ને ભાવતું: ફ્રૂટ કેન્ડી, લેડીફિંગર અને આઈસક્રીમ કેક.



પાડોશી રાક્ષસો અને એના પરિવાર માટે મિજબાની આયોજિત કરવામાં આવી.

"સ્વાદિષ્ટ!"

"ઉત્તમ!"

"દુનિયા નું સૌથી સરસ ખાણું!"

"લાજવાબ!" એમણે અભિભૂત થઈ ને કહ્યું,

અને એમણે ઝેરેલ્ડા ને બનાવવાની રીત માટે આજીજી કરી.

કહેવાની જરૂરત નથી, કે એ દિવસ થી બધા રાક્ષસોએ બાળકો માટે પોતાના સ્વાદ ખોઈ દીધા.

મુસીબત ટળી ગઈ.

છુપાયેલા બાળકો બહાર આવ્યા,

અને બધા ગામડાના રહેવાસી સામાન્ય રીતે રહેવા લાગ્યા.





વર્ષો વીતી ગયા. ઝેરેલ્ડા એક સુંદર યુવતી બની ગઈ. પરિપુષ્ટ રાક્ષસે એની દાઢી મૂંડાવી લીધી. ઝેરેલ્ડા અને રાક્ષસ એક-બીજા ને પ્રેમ કરવા લાગ્યા. એમણે લગ્ન કરી લીધા અને એક સુંદર જીવન વ્યતીત કર્યું. એમનું જીવન બહુ સારું રહ્યું અને એમને ઘણા બાળકો થયા. એ બધા પછી બહુ ખુશી-ખુશી રહેવા લાગ્યા.